ગાંડીવ બાલોદ્યાનમાલા

પુષ્પ : બારમું



# સોનાકુમારી

ઇંગ્રેજી પરથી લખનાર

ઇશ્વરલાલ વીમાવાળા






પ્રગટકર્તા

ગાંડીવ સાહિત્ય મંદિર

૧૮૦—કેળાંપીઠ

સુરત



ગાંડીવ છાપખાનું
કેળાંપીઠ સુરત



છાપી પ્રગટ કરનાર
નટવરલાલ વીમાવાળા
ગાંડીવ સાહિત્ય મંદિર
તરફથી

ઈસ્વીઃ ૧૯૨૮ સંવતઃ ૧૯૮૪
બીજી આવૃત્તિ
કિંમત ૦–૪–૦





ભીખો હતો તો ભિખારી પણ તેને ઉંધે માથે ઉભા રહેવાની કળા આવડતી. એક દહાડો તેની માએ તેને પૈસો આપી અજમો લેવા મોકલ્યો. રસ્તે પૈસો ખોવાઇ ગયો છતાં ભીખો કેવી ખુબીથી અજમો લઇ આવ્યો તે જાણવા "મોતીના દાણા"ની ચોપડી વાંચો. એમાં એવી બીજી ૭–૮ વાત છે. કિં. ૦–૫–૦ ટ. ખ. ૦–૧–૦

૨૪૬૭

૧

તમને દાડમ ભાવે છે? દાડમનો ખાટોમીઠો રસ કેવો સરસ લાગે છે? સૌથી સારાં દાડમ મસ્કતથી આવે છે. મસ્કત ગામ અહિંથી ઘણે દૂર આવેલું છે. ત્યાંના દાડમ બહુજ મીઠાં, મોટાં ને મોંઘા હોય છે.

પણ મનોહર કરીને એક દેશ હતો. તેમાં રણજીત રાજા રાજ કરે. આ રણજીતના મહેલની આસપાસ એક સુંદર બગીચો હતો. તે બગીચાની વચ્ચે એક મોટું દાડમનું ઝાડ હતું. તેના ઉપર જે દાડમ ઊગતાં, તે એટલાં બધાં મીઠાં કે આખી દુનિયામાં બીજે ક્યાંયે તેવાં થાય નહિ. તમે એક

ખાધું હોય તો મસ્કતી દાડમને પણ ભૂલી જાઓ.

આથી રાજાજી તે દાડમ રોજ ગણાવતા. ને એક પણ દાડમ ચોરાય કે બગડી જાય, તો માળીને ખૂબ ધમકાવી નાંખતા.

એક વાર એવું બન્યું કે રોજ રાત્રે ઝાડ પરથી એક દાડમ ઓછું થાય. રાજાએ તપાસ કરાવી, પણ તે દાડમ કોણ લઈ જાય છે તે કાંઈ સમજાયું નહિ. પાંચ સાત દિવસ સુધી એમજ ચાલ્યું ત્યારે તો રાજાને ઘણી ફાળ પડી કે આ પ્રમાણે તો મારે ખાવાને એક પણ દાડમ રહેશે નહિ. તેણે માળીને એવો હુકમ આપ્યો કે આખી રાત જાગતા બેસીને ઝાડની ચોકી કરો ને જે કોઇ દાડમ ચોરી જતું હોય તેને મારી પાસે પકડી લાવો.

માળી બિચારો ઘરડો હતો. તેનાથી આખી રાત જગાય તેમ નહોતું. તેથી તે ગભરાયો, કે હવે શું થશે? તેણે પોતાના મોટા દીકરાને પૂછ્યું: તું આખી રાત આ ઝાડની ચોકી કરશે?

દીકરો કહે: હા બાપા.

રાતના માળીએ તેને ઝાડ પાસે ચોકી કરવા બેસાડયો. અડધી રાત સુધી તો તેણે ડોળા ખુલ્લા રાખીને સખત પહેરો ભર્યો. પછી તેને ઉંઘ આવવા લાગી. તે એક પથરા પર બેસી ગયો ને ઉંઘવા લાગ્યો.

તે દિવસે સવારે જોયું તો એક દાડમ ઓછું થયેલું હતું. માળી ચીઢવાયો પણ શું કરે?

બીજે દિવસે તેણે પોતાના વચલા દીકરાને રાતે ઝાડની ચોકી કરવાનું કહ્યું. તેણે બહુ રાજી થઇને ચોકી કરવાની હા પાડી. રાતે પાછલા પહોર સુધી તે ટટ્ટાર બેસીને જાગ્યો. પણ પછી ઉંઘમાં પડયો. તે સવારે પણ એક દાડમ ઓછું થયેલું માલમ પડ્યું.

ત્રીજે દિવસે માળીએ પોતાના નાના દીકરાને બોલાવ્યો. તેનું નામ છોટમ હતું. માળીએ તેને કહ્યું કે: બેટા, તારા બે ભાઇઓ તો ઝાડની ચોકી કરી શકયા નહિ. હવે તું કરે ત્યારે ખરો.

છોટમે કહ્યું: બાપા, હું આખી રાત ચોકી કરીશ, અને ચોરને જરૂર પકડી આપીશ. તમે ગભરાશો નહિ.

પછી રાત પડી એટલે તે ઝાડ પાસે ગયો, અને ચારે બાજુ ફરી આંટા મારવા લાગ્યો. તેણે આંખને એક મટકું પણ મારવા દીધું નહિ. પાછલી રાત થઇ ગઈ ત્યારે પૂર્વ દિશામાંથી ઝગઝગાટ મારતું એક મોટું પંખી ઉડી આવતું દેખાયું. તે ઝાડ પર બેઠું ને દાડમ તોડવા લાગ્યું. એટલામાં છોટમે પોતાના કામઠા પર તીર ચઢાવી ફેંક્યું. કામઠાની દોરીનો અવાજ પણ ખડાંગ કરતો કે થયો. તેથી બ્હીને તે પંખી એકદમ ઉડ્યું. ઉડતાં ઉડતાં તેની પૂંછડી પર તીર જોરથી લાગ્યું ને તેમાંથી એક મોટું પીંછું નીકળીને જમીન પર પડ્યું.

છોટમ બહુ રાજી થયો. ચોર પકડાયો, દાડમ ખવાતું બચી ગયું ને પંખીનું પીંછું હાથમાં આવ્યું. તેણે સવારે તે પીંછું અજવાળામાં જોયું તો અહાહા! ઝળાંહળાં ને ઝગઝગાટ! તે પીંછું

ખરેખર સોનાનુંજ માલમ પડયું. સોનાની પેઠેજ તે ઝગઝગાટ મારતું હતું.

બપોરે રાજાજીનો દરબાર ભરાયો. તેમાં છોટમ હાજર થયો. તેણે રાજાને સલામ ભરીને રાતના બનેલી વાત કહી, તથા પીંછું પણ તેમની આગળ રજુ કર્યું. રાજા તો પીંછાનો ઝગઝગાટ જોઇને ચકિત થઇ ગયો. હરખથી ઘેલો થઇને તે બોલ્યો: છોટમ, તેં આ પીંછું આણ્યું તે તો ઠીક, પણ મારે તો એ આખું પંખી જોઇએ. તું ગમે ત્યાંથી તે મને લાવી આપ.

છોટમ કહે: મહારાજા સાહેબ, આપનો હુકમ હું માથે ચઢાવું છું; પણ આપ મારા પિતાજીને કહો, એટલે તેમની રજા લઇને હું આ પંખીને શોધવા જઇશ.

રાજાએ કહ્યું: વારૂ. પછી છોટમને રજા આપી. તેના બાપને તેડાવ્યો. ઘરડો માળી બાપડો ધ્રૂજતો ધ્રૂજતો આવ્યો. રાજાએ તેને કહ્યું કે: આ પીંછું જે પંખીનું છે તે પંખી મારે જોઇએ છે. તારો

ક નાનો છોકરો છોટમ બહુ ચાલાક છે. તેની
ાસે તું કોઇ પણ રીતે શોધાવીને એ પંખી મને
ંગાવી આપ.

માળી બિચારો બહુ મુઝવણમાં પડયો. ગમે
વો પણ તે નોકર હતો એટલે રાજાજીને ના કેમ
ડાય ? વળી એક પંખીને શોધવા માટે પોતાના
હાલા છોકરાને જંગલમાં ને પહાડોમાં કેમ મોક-
ી શકાય ? જંગલમાં તો સિંહ, વાઘ, વરૂ ચિત્તા
ાય. ને તે પંખી કોણ જાણે કયાં જઇને બેઠું
શે તે કેમ માલમ પડે ?

છતાં તે બાપડો પીંછું લઇને પોતાની ઝુંપ-
ીએ આવ્યો. છોટમ એને બહુજ વહાલો હતો.
ને જંગલમાં એકલો મોકલવાને એનું દિલ ચાલતું
હતું. તેથી તેણે મોટા દીકરાને પીંછું આપીને
હ્યું કે: બેટા, આવા પીંછાવાળું પંખી દાડમ તોડી
ાય છે. રાજાજીને તે પંખી જોઇએ છે. તેને શો-
ીને પકડી લાવ.

મોટો દીકરો કાંઇ ઝાઝો ચાલાક ન હતો, પણ

અભિમાની બહુ. તે બોલ્યો: ઓહો, એમાં તે શી મોટી વાત છે? બાપા, હું એ પંખીને હમણાંજ પકડી લાવું છું.

એમ કહીને એ તો તીર કામઠું લઇને બહાર નીકળી પડયો. જંગલ તરફ થોડે દૂર ગયો એટલે રસ્તામાં એને એક શિયાળ મળ્યું. તે માણસના જેવા અવાજે બોલ્યું:

માળીના બેટા
જાઓ ક્યાં છેટા?
ઉગમણે તો વાઘ બેઠા
આથમણે તો વરૂની ઝુંડ
હાથણીઓની લાંબી સૂંઢ
સોનાપંખીડું લાવશો કેમ?

આ સાંભળીને છોકરો ચમકીને ઉભો રહ્યો. તેણે જાણ્યું કે આ શિયાળ તો બહુ નવાઇભરેલું લાગે છે. તેણે મારા મનની વાત જાણી કેવી રીતે? ગમે તે કહો પણ આ શિયાળ ખરેખર ત્રિકાળજ્ઞાની હોવું જોઇએ. તેણે નમનતાઇથી પુછ્યું.

શિયાળભાઈ, શિયાળભાઈ, મને સાચી વાત કહો. તે પંખી ક્યાં બેઠું છે?

ત્યારે શિયાળે બધી વાત માંડીને કહી. પંખી તો વાઘ ને વરૂની વચ્ચે બેઠેલું છે એવું જાણીને માળીના દીકરાના હાંજા ગગડી ગયા. શિયાળે કહ્યું કેઃ આમ છતાં તમે આવો તો હું તમને મારી પૂંછડી પર બેસાડીને લઇ જાઉં.

માળીને દીકરો કહેઃ ના રે બાપ, ના. વરૂ મને ખાઇ જાય.

તે તો ત્યાંથીજ પાછો ફર્યો. ઘેર આવીને તેણે બાપાને કહ્યું કેઃ મેં તો પંખીને જંગલમાં ને પહાડોમાં બહુ શોધ્યું, પણ કાંઈ પત્તો લાગ્યો નહિ.

ત્યારે માળીએ પોતાના વચલા દીકરાને મોક-લ્યો. તે પણ તીર કામઠું ખભે ચઢાવીને જંગલ તરફ નીકળી પડયો. રસ્તામાં તેને તેજ શિયાળ મળ્યું ને કહેવા લાગ્યું:—

માળીના બેટા

જાઓ ક્યાં છેટા?

ઉગમણે તો વાઘ બેઠા
આથમણે તો વરૂની ઝુંડ
હાથણીઓની લાંબી સૂંઢ
સોનાપંખીડું લાવશો કેમ?

માળીના છોકરાએ તરતજ જવાબ આપ્યો કે: વાઘ વરૂથી હું બ્હીતો નથી. મારૂં આ તીર કામઠું જોયું ? જે આવશે તેની આંખજ હું વીંધી નાંખીશ.

શિયાળે કહ્યું: શાબાશ. ત્યારે મારી પીઠ પર બેસીને ચાલો. હું તમને તે જગાએ લઈ જાઉં.

માળીનો દીકરો શિયાળની પીઠ પર બેઠો, એટલે શિયાળ તરતજ ઉડવા લાગ્યું. છોકરો તો મોજથી આમતેમ જોતો જાય ને કામઠા પર તીર ખેંચતો જાય. પણ કોઈ ઠેકાણે પેલું પંખી દેખાયું નહિ. સાંજ પડી એટલે એક ધર્મશાળા આવી. ત્યાં આગળ શિયાળ ઉભું રહ્યું. ધર્મશાળામાં બે ઓરડા હતા. તેમાંનો એક તો પલંગ, ખુરશીઓ, ટેબલ, ગાલીચા, ગાદી, તકીઆ, ઝુમ્મર વગેરેથી

શણગારેલો હતો અને બીજામાં માત્ર ચટાઇઓજ પાથરેલી. તે સાવ સાદો હતો.

શિયાળે કહ્યું: માળીના બેટા, માળીના બેટા!

છોકરો કહે: ઓરે શિયાળભાઇ.

શિયાળ કહે: જુઓ, આ બે ઓરડા છે. તેમાં જે ચટાઇવાળો ને સાદો છે તેમાં જઇને તમે બેસો. આખી રાત એમાંજ સૂઈ રહેજો એટલે સવારે તમારૂં કામ ફતેહ થશે. પણ આ ગાદી ગાલીચા-વાળા ઓરડામાં તમે પગ પણ મૂકશો નહિ. મૂકશો તો તમારી ધારેલી વાત નહિ બને.

છોકરે કહ્યું: વારૂ.

પછી શિયાળ તો જતું રહ્યું. અને માળીનો છોકરો ચટાઇવાળા ઓરડામાં જઇને બેઠો. થોડીવારે તે આડો પડયો. વિચાર કરવા લાગ્યો કે સવારે પેલા પંખીની શોધ કેવી રીતે કરવી? પા કલાક થયો, ન થયો, એટલામાં તે ઓરડાની કઠણ જમીનને લીધે તેનો વાંસો દુ:ખવા લાગ્યો. તે ઉઠીને ઉભો થયો અને પેલા બીજા ઓરડામાં શું

છે તે જોવા માટે આતુરતાથી ચાલ્યો. અંદર પેઠો એટલે તે ઓરડામાંનો બધો દોરદમામ જોઇને તે છક થઈ ગયો. અહાહા! અહીં આવી સુંદર સુખસાહેબી છે, છતાં મારે પેલા ગંદા ઓરડામાં શા માટે પડી રહેવું જોઇએ? હું તો મારે આ સુંવાળી મશરૂની ગાદી પર રાતભર સૂઇ રહીશ. જે થવાનું હોય તે થાય.

એવું બોલીને તે ગાદી પર પડયો અને તકીયા પર માથું ગોઠવીને વિચાર કરવા લાગ્યો, પરંતુ નવાઇની વાત છે કે એ પોતે અહીં શા કામે આવ્યો હતો તેજ એને યાદ આવે નહિ. તેણે બહુ બહુ વિચારો કર્યા, બધી વાત યાદ લાવવા માટે મગજને ખુબ કસ્યું, પણ કાંઇજ સાંભર્યું નહિ. એમ કરતાં કરતાં તે ભારે ઘેનમાં પડયો ને આખરે ઉંઘી પણ ગયો.

સવાર પડી અને એ ઉઠયો ન ઉઠયો, એટલામાંજ એક નોકર દુધ, શરબત અને કેટલીક મીઠાઇઓ ખુમચામાં ભરીને લાવ્યો. માળીના દીકરાએ

તેને પુછ્યું કે આ કોણે મોકલ્યું છે?

પણ નોકર કાંઈ બોલ્યો નહિ. ફક્ત ખાવાની ઇશારત કરી. છોકરાએ મીઠાઇ પર સજ્જડ હાથ માર્યો. પછી દુધ શરબત પીને પાછો ઉંઘવા પડયો. બપોરે દાળ ભાત અને પકવાનનો થાળ આવ્યો તે જમીને પણ તે ઉંઘવા લાગ્યો.

એ પ્રમાણે બે ત્રણ ચાર દિવસ નીકળી ગયા. ઘેર તેના બાપને તો ફીકર થવા લાગી. તેણે પોતાના નાના દીકરાને કહ્યું બેટા, છોટમ, જો, તારો ભાઇ આટલા બધા દિવસ થયા પંખીને પકડવા ગયો છે પણ તે પાછો આવ્યો નથી. તેમ તે પંખીનું શું થયું તે પણ ખબર પડતી નથી. માટે તું એને શોધી લાવ. તું બહુ ચાલાક છે એટલે તને એ કામ કરતાં વાર લાગશે નહિ. સાથે તારા ભાઇને પણ તેડી લાવજે.

છોટમ કહેઃ વારૂ બાપા.

એમ કહીને તે તીરકામઠું લઇને નીકળ્યો. જંગલમાં થોડે દૂર ગયો એટલે પેલું શિયાળ એને

મળ્યું; અને કહેવા લાગ્યું:—

માળીના બેટા
જાઓ ક્યાં છેટા ?
ઉગમણે તો વાઘ બેઠા
આથમણે તો વરૂના ઝુંડ
હાથણીઓની લાંબી સૂંઢ
સોનાપંખીડું લાવશો કેમ ?

પણ છોટમે પોતાના વચલા ભાઇની પેઠેજ બહાદુરીથી જવાબ આપ્યો. એટલે શિયાળ બહુ ખુશ થઇ ગયું અને તેને પોતાની પીઠ પર બેસાડી ઉડયું. સાંજે તે પેલી ધરમશાળા પાસે આવી પહોંચ્યું. શિયાળે તેને પેલા ચટાઇવાળા ઓરડામાં જઇને રાત રહેવાનું કહ્યું.

છોટમ તે ઓરડામાં જઈ ચટાઇ પર બેઠો. આખા દિવસની મુસાફરીને લીધે તે બહુ થાકી ગયો હતો તેથી ત્યાંજ સૂતો. ઉંઘી પણ ગયો. તે વખતે પેલા સામેના ઓરડામાં ઝગઝગાટ દીવા બળતા હતા, અને નાચ ગાયન ચાલી રહ્યાં હતાં. પણ છોટમ તે જોવાને બીલકુલ ઉઠયો પણ નહિ.

રાત વીતી ને જ્યારે મળસ્કું થયું ત્યારે પેલું શિયાળ પેલા ચટાઈવાળા ઓરડામાં ગયું; ને છોટમને પોતાના આગલા પગ વડે ઢંઢોળવા લાગ્યું. તે તરતજ જાગી ઉઠયો એટલે શિયાળ કહે: મારી પાછળ પાછળ આવ.

છોટમ તો શિયાળભાઇની પાછળ ચાલવા લાગ્યો. ધીમે ધીમે તેઓ જંગલ તરફ જવા લાગ્યા. અડધોક કલાક ચાલ્યા એટલે બંને જણા એક ગુફાની પાસે આવી પહોંચ્યા. ગુફાને બારણે ઉભા રહીને શિયાળ છોટમના કાન પાસે પોતાનું મ્હોં લાવી કહેવા લાગ્યું કે આ ગુફાની અંદર એક હજાર સિપાઇઓ ઉંઘતા પડયા છે. સહેજ પણ અવાજ થતાં તેઓ જાગી ઉઠશે ને તને પકડી લેશે; પણ જો તું મારી સલાહ પ્રમાણે વર્તશે તો તને કાંઇ થશે નહિ.

છોટમ કહે: હું બરાબર તારા કહેવા પ્રમાણે વર્તીશ.

શિયાળ કહે: તો ઠીક. સાંભળ. જે ઠેકાણે

સોનાપંખીનો માળો છે તેની નીચે બે પાંજરાં પડેલાં છે. તેમાંનું એક સોનાનું છે, તેમાં હીરા માણેક મોતી પણ જડેલાં છે; ને બીજું લોઢાનું છે તે કાળું મેંશ જેવું છે. તું તે માળા પાસે જશે કે તરતજ પંખી પોતાના માળામાંથી બહાર આવશે. એટલે તું તરતજ પેલું કાળું લોખંડનું પાંજરૂં ઉંચકી લેજે, પણ હીરામોતીના પાંજરાને છેડતો નહિ. લોખંડનું પાંજરૂં લેતાંની સાથે પંખી પોતાની મેળે પાંજરામાં આવીને બેસશે. પરંતુ જો તું હીરા મોતીના પાંજરાને અડકશે, તો તેનું બહુજ ખરાબ પરિણામ આવશે.

છોટમે આતુરતાથી પૂછ્યું: શું પરિણામ આ-વશે ?

ત્યારે શિયાળ કહે: તે હું કહી શકતો નથી. પણ ખાસ ચેતવણી આપું છું કે તે અમૂલ્ય પાંજરાને તું અડકતોજ નહિ.

છોટમ બોલ્યો: વારૂ.

એમ કહીને તે ગુફામાં જવા લાગ્યો. શિયાળ

ફરી બોલ્યું: ભાઈ, તું હળવે પગલે ચાલજે. નહિ તો પેલા સિપાઇઓ બધા જાગી ઉઠશે.

છોટમે ઇશારતથી તેના કહેવા પ્રમાણે કરવા વચન આપ્યું.

શિયાળ બહાર ઉભું રહ્યું અને છોટમ ધીમે પગલે ગુફામાં દાખલ થયો. અંદર જઈને જોયું તો બરાબર શિયાળના કહેવા પ્રમાણેજ બધું હતું. તે ગુફા અંદરથી તો એટલી બધી મોટી હતી, કે કંઇ કહેવાની વાત નહિ. જાણે મોટી મોટી બે ચાર નાટકશાળા ભેગી કરી હોયને! તેના કરતાં પણ તે મોટી હતી. એક હજાર સિપાઇઓ તેમાં લાઈનબંધ સૂઈ રહ્યા હતા. તેઓ બધા ઉંઘતા હતા; અને તેમનાં નસ્કોરાંનો અવાજ બહુ મોટો ને વિચિત્ર પ્રકારનો થતો હતો. જાણે કોઇ મોટું પડઘમ વાજું વાગતું હોયને?

તે બધાંની વચ્ચેના ચોગાનમાં એક લાકડાનો માળો બાંધેલો હતો. તેની અંદર પંખી રહેતું હતું. નીચે શિયાળભાઇએ કહ્યાં તેવાં બે પાંજરાં પણ

પડેલાં હતાં. તે બધું જોઇને છોટમ બહુ રાજી થયો.

જેવો તે માળા પાસે આવ્યો, તેવુંજ સોના-પંખીએ માળામાંથી ડોકું બહાર કાઢ્યું. તેમ થતાંજ આખી ગુફામાં જાણે સોનાનો ઝગઝગાટ પથરાઇ રહ્યો. બધે અજવાળું અજવાળું થઇ રહ્યું.

છોટમે તે પંખી તરફ જોઇને પછી પેલા નીચે પડેલા લોખંડના પાંજરા તરફ નજર કરી. તે મન-માંજ બોલી ઉઠયો કે: હાય હાય! આવા રૂપાળા ને કોમળ પંખીને આવા ખરાબ, કાળા ને ગંદા પાંજરામાં પૂરીને કેમ લઈ જવાય? ના, ના. એને માટે તો આ સોનામોતીનું પાંજરૂં ગોઠવેલું છે, તેજ લાયક છે. મને લાગે છે કે તે એને માટેજ બનાવેલું હોવું જોઇએ. આ લોખંડનું પાંજરૂં તો કોઇ કાળા કાગડાને લાયકનું છે. હું તો આ પંખીને સોનાના પાંજરામાં લઈ જઇશ. જે થવાનું હોય તે થાય. આખરે શિયાળભાઇ તે શિયાળભાઈ. તેનામાં કેટલી અક્કલ હોય? હું તો મારે આજ આજ પાંજરૂં લેવાનો, બસ.



એમ વિચાર કરીને છોટમે હીરામોતીથી જડેલું પેલું સોનાનું પાંજરૂં હાથમાં લીધું. બસ, થઈ

રહ્યું. જેવું પેલા પંખીએ એ પાંજરૂં લેવાતું જોયું તેવુંજ તે મોટેથી ચીસેચીસ પાડવા મંડી પડયું. તેની ચીસો સાંભળીને ચાર પાંચ સિપાઇઓ જાગી ઉઠયા. તેમણે

ચોર આવ્યો રે, ચોર આવ્યો
ઉઠોરે ભાઇઓ, ચોર આવ્યો.

એવી મોટેથી બૂમો પાડીને સર્વે સિપાઇઓને જાગતા કરી દીધા. તેમણે તરતજ છોટમને ઝાલ્યો, ને બાં-ધીને મારવા માંડયા. છોટમ બિચારો બહુ ગભરાયો ને માફી માંગવા લાગ્યો. પણ સિપાઇઓએ તેનું કશું સાંભળ્યું નહિ. પછી તેઓ તેને ગુફાની અં-દરના ભાગમાં પોતાના કોટવાળની પાસે લઈ ગયા. બાકીના સિપાઇઓ પાછા ઉંઘવા મંડી પડ્યા.

કોટવાળ સાહેબ અંદર પોતાના પલંગ ઉપર ઉંઘતા હતા. તેમને ઉઠાડીને સિપાઇઓએ બધી વાત કહી. તે સાંભળીને તેમણે આંખો લાલચોળ કરીને કહ્યું: તું અમારૂં પંખી ચોરી જવા આવ્યો હતો, કેમ?

છોટમ કાંઈ બોલ્યો નહિ.

કોટવાલે કહ્યું: અરે સિપાઇઓ, જાઓ, આને
.પણા પ્રધાનજી પાસે લઈ જાઓ.

એટલું કહીને કોટવાલ પાછો ઉંઘવા પડયો.

પછી સિપાઇઓ છોટમને લઇને અંદરનીજ
ીજી ગુફામાં પેંઠા. ત્યાં એક મોટા પલંગ પર
ધાનજી પોઢ્યા હતા. સિપાઇઓએ તેમને ઉઠયા.
ને બધી વાત કહી સંભળાવી; એટલે તેમણે
ાટમને ધમકાવીને પૂછયું કે: તું અમારૂં પંખી
ારી જવા માંગે છે કે?

છોટમ કંઈ બોલ્યો નહિ. એટલે પ્રધાનજીએ
ıપાઇઓને કહ્યું: એને આપણા મહારાજા સાહેબ
ાસે લઈ જાઓ. એમ કહીને તેઓ પાછા ઉંઘવા
ડયા.

સિપાઇઓ છોટમને લઇને ત્રીજી એક મોટી
ુફામાં દાખલ થયા. ત્યાં તો રાજમહેલના
ેવાજ બધો ઠાઠમાઠ હતો. હાંડી, ઝુમ્મર, તખ્તા,
.રણ વગેરે ઝગમગી રહ્યાં હતાં. મહારાજા સાહેબ

નાના સરખા જુવાન માણસ હતા. તે પણ પોતાના પલંગ પર ઉંઘતા હતા. સિપાઇઓએ તેમને ઉઠાડીને બધી વાત કહી.

તે સાંભળીને રાજાએ છોટમને પૂછ્યું: તારે સોનાપંખીડું જોઇએ છે. ખરૂંને?

છોટમે હા કહી.

રાજાએ કહ્યું: અલ્યા, તું બહુ ચાલાક દેખાય છે. પણ જો તું મારૂં એક કામ કરે તો હું તને એ પંખી આપી દઇશ. અહીંથી સવાસો જોજન દૂર ભદ્રદેશના રાજાને ત્યાં સોનાકુમારી નામની રાજકન્યા છે. તે આજે સાંજ પહેલાં લાવી આપે, તો હું તને પંખી આપી દઇશ.

છોટમે વિચાર કર્યો કે સવાસો જોજન તો ઘણા બધા થાય. એટલે બધે દૂર આઠ કલાકમાં જઇને આવવાનું કેમ બની શકે? પણ એટલામાં એને પોતાનું શિયાળ યાદ આવ્યું. તેણે વિચાર્યું કે જો હું શિયાળભાઇને કહીશ તો તે કદાચ મને ભદ્રદેશ લઈ જશે.

તેણે રાજાને જવાબ આપ્યો: હું આપ કહો છો તે કામ કરી શકીશ.

રાજા બોલ્યો: વારૂ, ત્યારે જા. પણ અલ્યા, તું એ કામ કરીને પાછો આવશે એની શી ખાત્રી? માટે તારી પાસેની કાંઈ વસ્તુ મૂકતો જા.

છોટમે કહ્યું કે: મારી પાસે તો આ મારૂં વહાલું તીરકામઠું છે. કહો તો તે મૂકી જાઉં.

રાજા બોલ્યો: ઠીક. ચાલશે.

છોટમ તીરકામઠું મૂકીને બહાર આવ્યો, એટલે શિયાળ મળ્યું. તેણે છોટમને ઠપકો આપ્યો કે: મારા કહ્યા પ્રમાણે તેં શા માટે લોઢાનું પાંજરૂં નહિ લીધું ? જો તેં લીધું હોત તો આવો વખત નહિ આવત.

છોટમ ખિસીઆણો પડી ગયો. તે ધીમે અવાજે બોલ્યો કે: મારી ભૂલ થઈ. પણ હવે રાજાએ કહ્યું છે કે જો તું સવાસો જોજન પરથી રાજકુમારી સોનાને લાવી આપે તો હું તને પંખી આપી દઈશ; તો તું મને તે કામમાં મદદ નહિ કરે?

શિયાળભાઈ બહુ દયાળુ હતા. તેમણે હા પાડી, અને છોટમને પોતાની પીઠ ઉપર બેસી જવા કહ્યું. છોટમ બેઠા એટલે શિયાળ છલંગ મારીને ઉડયું. ફડફડ કરતું હવામાં તે ચાલ્યું જાય છે. જાણે મોટું તેજદાર વિમાનજ! નીચે તળાવો, નદીઓ, પહાડો ને ખેતરો ઉપર થઇને તે સડસડાટ ઉડે છે. મોટાં મોટાં શહેરો તો પલકમાં આવે ને પલકમાં પાછળ ચાલ્યાં જાય. છોટમને તો મોટા મોટા દેશ દેશાવર જોવાની બહુ મઝા પડી. શિયાળની પીઠ પર તેના બે કાનનો ટેકો લઇને તે બેઠો હતો એટલે પડવાની બ્હીક તો હતીજ નહિ. ઉંચે આકાશમાં ઉડે એટલે પવન તો સડસડાટ વાયજને? તેનાથી એના કપડાં પણ હવામાં ફરફરવા લાગ્યાં. શિયાળ એક મિનિટમાં બે ત્રણ જોજન ઉડતું હતું. છોટમનો હરખ તો માય પણ નહિ.

એવી રીતે બે કલાક લાગલાગટ જોશભેર ઉડયા પછી શિયાળ ઠંડું પડયું. તે વખતે દૂરથી એક

પહાડ દેખાતો હતો. તેના ઉપર એક કિલ્લો હતો. તે સોનાનો હતો. દૂરથી પણ તે ખૂબ ચળકાટ મારતો હતો. તે બતાવીને શિયાળભાઇએ કહ્યું કેઃ છોટમ, જો પેલા કિલ્લામાં સોનાકુમારી રહે છે. તે ને તેનો બાપ, માત્ર બેજ જણાં છે. કિલ્લાની બહાર મહાદેવનું દહેરૂં છે. રોજ બપોરે બાર વાગે સોનાકુમારી હાથમાં પૂજાનો થાળ લઇને તેમાં પૂજા કરવા જાય છે. તે વખતે એને મળવાનો સારો લાગ છે. મેં તને આટલો રસ્તો બતાવ્યો છે. હવે તેને કેવી રીતે મેળવવી તે તારૂં કામ. એક વાત તને કહું છું. તે એજ, કે તું તેના ડાબા હાથની વચલી આંગળીનો નખ દબાવશે એટલે તે બધી રીતે તારે વશ થઈ જશે, અને તું કહેશે તેમજ કરશે.

એમ બોલતાંમાં શિયાળ ઉડતું ઉડતું તે પહાડ પાસે આવી પહોંચ્યું, અને કિલ્લાની બહાર જ્યાં આગળ પેલું મહાદેવનું મંદિર હતું તેની પાછળ છોટમને લઈ જઇને ઉતાર્યો. પછી છોટમે કહ્યું કેઃ તું તારે હવે મોજ કર. હું કોઈ પણ જુક્તિથી

સોનાકુમારીને મેળવી લઇશ. પછી આ મંદિરમાંના ઘંટના ત્રણ ટકોરા વગાડીશ એટલે તું તરતજ આવી પહોંચજે.

શિયાળે કહ્યું કેઃ વારૂ. તે ચાલ્યું ગયું. છોટમ મંદિરે ગયો. જોયું તો ત્યાં કોઇ ન હતું. વચમાં મહાદેવની મૂર્તિ હતી ને તેની પાસે રાખના ઢગલા પડ્યા હતા. એક ખૂણામાં ઢાલ પડયો હતો.

છોટમે પોતાના કપડાં ઉતારી નાંખ્યા ને આખે શરીરે રાખ ચોળી. માત્ર એક લંગોટી રહેવા દીધી. કપાળે રાખ. હાથે રાખ. પગે રાખ. જ્યાં જુઓ ત્યાં રાખજ રાખ. એવું કરીને તે પેલા ઢાલની પાછળ ખૂણામાં આસન વાળીને બેઠો. આંખો બંધ કરી ને જાણે તપ કરવા માંડયું. તે તપ કાંઇ ભગવાનનું ન હતું, પણ સોનાકુમારીના નામનું હતું.

થોડી વારમાં બપોરના બાર થયા; એટલે રાજકુમારી આવી પહોંચી. પગમાં ઝાંઝર, નાકમાં વાળી, હાથમાં હીરાની બંગડીઓ, ને બીજા દાગી-

નાનો તો પારજ નહિ. રૂમઝુમ રૂમઝુમ કરતી તે મંદિરમાં આવી, કે આખા મંદિરમાં જાણે ઝળહળાટ થઇ રહ્યો. તેનું શરીર જાણે નરદમ સોનાનુંજ બનાવેલું હોયને તેમ ઝળહળ ઝળહળ થઇ રહ્યું હતું.

તેણે આવીને મહાદેવજીની મૂર્તિની પૂજા કરી ને ફુલ ચઢાવ્યાં; અને પછી હાથ જોડીને આંખ મીંચી વાંકા વળીને પ્રણામ કર્યા. તેજ વખતે છોટમ ખૂણામાંથી ધીમે રહીને બોલ્યો: હે રાજકુમારી, તારી સેવાથી હું પ્રસન્ન થયો છું.

સોનાકુમારી ચમકી. ખૂણામાં જોયું તો ઢાલની પછવાડે ભભૂત લગાવીને જાણે ખરેખરા મહાદેવજી બેઠેલા. તેણે પાસે આવીને પ્રણામ કર્યા, એટલે છોટમે તરત તેનો ડાબો હાથ ઝાલ્યો અને તેની વચલી આંગળીનો નખ દબાવ્યો. બસ. થઈ ગયું. સોનાકુમારી તો રાજી રાજી થઇ ગઇ ને બોલી: મહારાજ, આજ્ઞા આપો. છોટમે કહ્યું કે તારે મારી સાથે કૈલાસ પર્વત પર આવવાનું છે. એટલે સોના-

કુમારી બોલી કે: હું આપ જ્યાં લઇ જશો ત્યાં આવીશ. છોટમે સોનાકુમારીના માથા પર હાથ રાખીને મહાદેવજીની માફક આશીર્વાદ આપ્યા.

પછી તેણે મંદિરના ઘંટના ત્રણ ટકોરા વગાડ્યા. તુરતજ શિયાળ દોડતું દોડતું આવી પહોંચ્યું, અને રાજકુમારીના પગ ચાટવા લાગ્યું. સોનાકુમારી ગભરાઇ ગઇ. પણ છોટમે કહ્યું કે તું એનાથી ગભરાઇશ નહિ. એ મારો સેવક છે ને તારા ઉપર મમતા રાખે છે. આથી રાજકુમારી શિયાળને પંપાળવા લાગી. પછી છોટમે પોતાનાં કપડાં પહેરી લીધાં. બંને જણા શિયાળ પર બેઠાં. આગળ છોટમ ને પાછળ સોનાકુમારી. છોટમે તેના ડાબા હાથની આંગળી દબાવી ત્યાર પછી તો એ જેમ કહે તેમજ તે કરવા લાગી. શિયાળ તો બંનેને લઇને પાછું જોશભેર ઉડવા લાગ્યું. એ તો જાદુઇ શિયાળ હતું. એ ઉડે પછી પૂછવાનું શું ? સુસવાટાભેર પવનમાં ને વાદળામાં થઇને એ તો ઝપાટાબંધ ચાલ્યું. નીચે પહાડો, નદીઓ, કોતર ને જંગલો એક પછી

ક પસાર થઈ જતાં. છોટમ રાજકુમારીને તે
ધું બતાવતો જાય. રાજકુમારી તો આ પહેલાં
ઈ દિવસ પોતાના મહેલની બહાર નીકળીજ ન
તી. તેને તો એ બધું જોઇનેનવાઈલાગી. છોટમ
કે: જો, આ પેલું સરોવર કેવું રૂપાળું દેખાય
તેના ઉપર આ ગામ વસેલું છે. તેમાં અસંખ્ય
ણુસો વસે છે. એ માણુસો રસ્તામાં ચાલે છે તે
ના જાણે કીડી કીડી જેવડા દેખાય છે! રાજકુ-
રી તો એ બધું જુએ જુએ ને હરખાય.

એમ કરતાં કરતાં તે બંને જણાં શિયાળની
ઠ પર ઉડતાં ઉડતાં પેલી ઉંઘણગુફા આગળ
ાવી પહોંચ્યાં. તે વખતે પણ ત્યાં તો બધાજ
પાઇઓ ઉંઘે. દરવાજા પર બેઠેલા ચોકીદારો
તાની છડી પર માથું ટેકવી ઉંઘતા હતા. અં-
ના બધા સિપાઇઓ પણ ઉંઘમાં જોરથી નસ્કો-
બોલાવતા હતા. તેના અવાજથી જાણે ત્યાં
ડું વાજું વાગી રહ્યું હોય ને, તેવોજ અવાજ
ઈ રહ્યો હતો. વળી કેટલાક તો ઉંઘમાં ગબડીને

એક બીજાના ડીલ પર પડેલા હતા. એકના પેટ પર બીજાનું માથું અને બીજાના માથા પર ત્રીજાના પગ—એવો ઘાટ થઇ રહ્યો હતો.

છોટમ તો શિયાળ પરથી ઉતરીને ગુફામાં દાખલ થયો. ધીમે પગલે તે એક પછી એક ઓરડા વટાવીને અંદર ચાલ્યો. સેનાપતિનો ને પ્રધાનનો ઓરડો પસાર કરીને તે સીધો રાજાના ઓરડામાં ગયો. તે પણ તે વખતે ઘો–ઘો–ઘો કરીને નસ્કોરાં બોલાવતો હતો. છોટમે તેને ઢંઢોળીને ઉઠાડયો.

તે બેઠો થયો. આંખો ચોળવા લાગ્યો ને બોલ્યો: કોણ છે?

છોટમ કહે: એ તો હું.

રાજા પૂછે છે: તું કોણ?

છોટમ કહે: હું છોટમ. આપને સારૂ સવાસો જોજન પરથી સોનાકુમારી લઇ આવવા ગયેલો તે.

રાજા પુછે: તું તેને લઇ આવ્યો?

છોટમ કહે: હા જી.

રાજા: ક્યાં છે?

છોટમ: બહાર છે, ચાલો દેખાડું.

રાજા તો ટપ કરતો કે પોતાની પાવડીઓ પહેરીને ચાલ્યો. છોટમ તેની આગળ ચાલ્યો. પાવડીના અવાજથી પેલું પંખી જાગી ઉઠ્યું. તે પોતાના માળામાંથી બહાર નીકળ્યું, ને આમતેમ ઉડવા લાગ્યું. ઉડતાં ઉડતાં તેની નજર સોનાકુમારી ઉપર પડી. તેને જોતાંજ તે પંખી એકદમ કીકીયારી પાડીને ઉડતું ઉડતું સોનાકુમારીના ખભા પર જઇને બેઠું. સોનાકુમારી પહેલાં તો જરા ગભરાઇ. પણ પંખી મારા ખભા પર શાંત રીતે બેસી રહ્યું છે, એમ જાણીને તેને હિંમત આવી. પછી તે તેને હાથ પર લઈ પંપાળવા લાગી.

હવે આ તરફ આગળ છોટમ ને પાછળ રાજા બંને ચાલતા ચાલતાં ગુફાને દરવાજે આવ્યા. રાજાની નજર સોનાકુમારી ઉપર પડી એટલે તો એ તેના તેજમાં એટલો બધો અંજાઈ ગયો કે તેને કશું સુઝેજ નહિ. એક તો પોતે જબરો ઉંઘણશી. અને

બીજી તરફ સોનાના શરીરવાળી રાજકુમારી તથા સોનાનું પંખી એ બંનેનું ઝગઝગાટ મારતું તેજ એટલે પછી રાજાની આંખે ઝાંઝવા વળે એમાં નવાઈ શી? તે બિચારો આંખો ચોળવા લાગ્યો. એટલામાં શિયાળ મનુષ્યની વાચાથી બોલ્યું:

માળીના બેટા,
કાં રહો છેટા?
ઉંઘણશીને ગુફાની આણ
બહાર નીકળતાં ખૂએ પ્રાણ
લ્યોરે તમારાં કામઠું બાણ
પાંજરે બેઠાં દાડમ સાત
સાંજે મનોહર કરશું વાત.

આ વાણીનો મર્મ છોટમ તરતજ સમજી ગયો. તેણે રાજાને જોરથી ધક્કો માર્યો. તેથી રાજા ગબડીને ગુફાની બહાર પડયો. તે પડતાંની સાથે તરતજ મરણ પામ્યો. એ રાજા મહા ખટપટી હતો. અને વળી જાદુમંતર કરતો હતો. તેણે જાદુમંતર કરીને હજારો સિપાઈઓને પોતાના કબજામાં કેદ કરીને રાખ્યા હતા. તેમજ બીજાં પણ ઘણાં પ્રા-




ણીઓને જાદુ કરીને દુઃખી કરતો હતો. નસીબ-
જોગે એકવાર તેને મોટા ઋષિરાજ મળ્યા. તેમણે
એનાં પાપી કૃત્યો જોઇને શાપ આપ્યો કે તું આ

ગુફામાંથી બહાર નીકળશે કે તરત તારૂં મોત થશે. તે મુજબ અત્યારે એનું મોત થયું.

રાજા મરણ પામવાથી પેલા બધા સિપાઇઓ જાગી ઉઠ્યા. તેમના ઉપરથી જાદુની અસર ઉતરી ગઇ એટલે તેઓ બધા છોટમને પગે લાગ્યા. તેમણે કહ્યું કેઃ તમે અમારા બધાનો આ કેદખાનામાંથી છૂટકારો કર્યો તેથી હવે તમે અમારા રાજા છો. તમે હુકમ ફરમાવો તે મુજબ અમે કામ કરીશું.

છોટમને તો આ બધું જોઇને ઘણી નવાઇ લાગી. પણ તે કાંઈ બોલ્યો નહિ, અને જાણે ખરેખરો રાજા હોય તેમ હુકમ આપવા લાગ્યો. તેણે કહ્યું કેઃ તમે બધા લશ્કરની પેઠે હારબંધ ગોઠવાઈ જાઓ. ને કુચકદમ કરતા કરતા મનોહર દેશ આવી પહોંચો.

વારૂ સાહેબ, એમ કહીને બધા સિપાઇઓએ નમન કર્યું.

પછી છોટમે કોટવાળને હુકમ આપ્યો કે અંદરથી મારૂં તીરકામઠું લાવો. બીજા એક જણને

ું લોખંડનું પાંજરૂં તથા સાત દાડમ લાવવા
ું. તે બધું આવ્યું એટલે છોટમ તે લઇને શિ-
ળભાઇની પીઠ પર બેઠો. પાછું શિયાળ ઉડવા
ગ્યું, અને તેની પાછળ બધા સિપાઇઓએ લશ્ક-
ની પેઠે કુચ કરવા માંડી. રસ્તામાં પેલી ધર્મ-
ળા આવી. ત્યાંથી છોટમે પોતાના ભાઇને સાથે
ધો.

મનોહર દેશનું પાદર આવ્યું એટલે શિયાળ
ભું રહ્યું. તે આકાશમાંથી નીચે ઉતર્યું. છોટમ
હેલાં પોતાના બાપાની વાડીમાં ગયો; ને તેને
હ્યું કે: બાપા જુઓ, હું ભાઇને પણ લાવ્યો,
જાજીનાં દાડમ પણ લાવ્યો અને પેલું સોનાનું
ખી પણ લાવ્યો છું. વળી એક સોનાની પેઠે
ળકતા શરીરવાળી રાજકુમારી પણ લાવ્યો છું.

માળી તો છક થઈ ગયો. પહેલાં તો માને
ણ નહિ, ને સમજે પણ નહિ કે છોટમ આ શું
હે છે. પછી જ્યારે બરાબર સમજ પડી ત્યારે
હુજ હરખાઈ ગયો. તે બોલી ઉઠયો કે: ક્યાં

છે દીકરા? એ બધું ક્યાં છે? મને જલદી બતાવ.

છોટમ કહે: ચાલો બાપા.

માળી પોતાની લાકડી લઈને તરત નીકળી પડયો. બંને જણાં પાદરે ગયા. ત્યાં જઈ જુએ છે તો નહિ મળે પંખી કે નહિ મળે સોનાકુમારી. પાંજરૂં પણ નહિ ને દાડમ પણ નહિ. છોટમ તો બહુ વિચારમાં પડી ગયો કે આ બધું ક્યાં ગયું? માળીનો પણ બધો હરખ ઉડી ગયો.

એટલામાં પાસેની ઝાડીમાંથી પેલું શિયાળ દોડતું દોડતું આવી પહોંચ્યું. તેણે છોટમની પાસે જઈને ધીમેથી કહ્યું કે: તારો ભાઈ તે બધાંને લઈને રાજાની પાસે ગયો છે. તું મને રાજસભામાં તેડાવીને મારી પૂંછડી કાપી નાંખજે. છોટમને બધો ભેદ માલમ પડી ગયો. તેણે બાપાને કહ્યું કે: બાપા, ચાલો રાજાજીની પાસે.

બંને જણા રાજાજીને મહેલે ગયા. ત્યાં છોટમનો વચલો ભાઈ ઉભો હતો. તે રાજાને એમ કહેતો હતો કે: આ દાડમ, પંખી, પાંજરૂં, રાજ-

કુમારી વગેરે મેં જાતે મેળવ્યું છે ને તેમ કરવામાં મને બહુજ મહેનત કરવી પડી છે.

પણ છોટમે આવીને રાજાને સલામ ભરી કહ્યું: મહારાજ, એ ખોટું બોલે છે. આ પંખી અને રાજકુમારી તો મેં આણ્યાં છે. જો આપને તેનું પારખું જોવું હોય તો હું બતાવી આપીશ.

રાજાએ કહ્યું: બતાવ જોઇએ.

છોટમે તરતજ ત્રણ વાર મોટેથી તાળીઓ પાડી. થોડીજ વારમાં પેલું શિયાળ દોડતું દોડતું ત્યાં આવી પહોંચ્યું, અને છોટમના પગ ચાટવા લાગ્યું. રાજાને તે જોઇને અચંબો થયો. પણ છોટમે તો તેની સામે પણ જોયું નહિ. એણે ગજવામાંથી મોટી છરી કાઢી અને શિયાળની પૂંછડી પકડીને કાપવા માંડી.

રાજા કહે: હાં, હાં, આ શું કરે છે?

પણ છોટમે કાંઇ સાંભળ્યું નહિ ને શિયાળની પૂંછડી ચટ કરતી કાપી નાંખી. તે કાપતાંની સાથેજ ત્યાં મોટો ચમત્કાર થઇ રહ્યો. શિયાળનું



છોટમ શિયાળની પૂંછડી કાપે છે.

શરીર બદલાઈને એકદમ સુંદર દેખાવડા યુવાન માણસનું શરીર બની રહ્યું. ગોરૂં ગોરૂં મ્હોં, તેજદાર આંખો, અને હસતું વદન. શરીર પર રાજકુમારને શોભે તેવાં કીંમતી રેશમી અને જરિયાન કપડાં—પાયજામો, અંગરખો, સાફો વગેરે. રાજા, માળી, તેનો દીકરો સૌ કોઈ સડક થઈને જોયાંજ કરે!

અને આ વળી કોણ? શું રાજાનોજ કુંવર! અહાહા, ઘણાં વરસ પર રાજાનો કુંવર એકાએક ખોવાઈ ગયો હતો. તેને માટે ઘણી તપાસ કરાવેલી. શોધ કરાવેલી, પરંતુ કાંઈ પત્તો લાગેલો નહિ. આખરે રાજાએ થાકીને બધી આશા છોડી દીધેલી.

તે—તેજ—રાજકુંવર એમની સામે ઉભો હતો! રાજાએ તેને તુરતજ ઓળખ્યો. કુંવરે પણ પિતાને ઓળખીને નમન કર્યું. રાજાને હેતનો ઉભરો આવ્યો. તે દોડીને પુત્રને ભેટી પડયો; અને ત્યાં હરખનાં આંસુની ધારા ચાલી.

થોડીવારે બંને છૂટા પડ્યા. રાજકુંવરે બધી વાત માંડીને કહી: એક દહાડો હું એકલો શિકારે નીકળ્યો હતો ત્યારે મને પેલી ઉંઘણ—ગુફાવાળો જાદુગર રાજા મળ્યો હતો. તેણે મારી પાસે ઘોડો માગ્યો. તે મેં નહિ આપ્યો તેથી એણે મને શિયાળ બનાવી દીધો. તે મને ગુફામાં ગોંધી રાખતો હતો. થોડે દહાડે તે કોઇ એક જણને પંખી બનાવીને લાવ્યો. તેને પણ ગોંધી રાખતો. જ્યારે તે ઉંઘવા પડતો ત્યારે હું છાનોમાનો બહાર નીકળતો. પછી મેં અને પંખીએ મળીને આ બધો ઘાટ ગોઠવ્યો; ને દાડમ ચોરવા માંડ્યા.

પછી શું થયું તે બધું આપ જાણો છો.

એમ કહીને તેણે પેલા સોનાપંખીના માથા પરનું કલગી જેવું એક પીંછું ખેંચી કાઢયું. તેમ કરતાંની સાથેજ તે પંખી મટીને એક સુંદર કન્યા થઈ ગઈ. સોનાકુમારી તો તેને જોઇને આ મારી બહેન મેના! એવું બોલીને એકદમ ભેટી પડી. તે જોઇને રાજા, માળી વગેરે પાછા બહુ અજાયબી

પામ્યા.

આખરે રાજાએ સોનાકુમારીને પોતાના કુંવર સાથે પરણાવી, અને મેનાકુમારીને છોટમ સાથે પરણાવી. પોતે ઘરડો થયો હતો, તેથી પુત્રને ગાદી આપી રાજા બનાવ્યો. છોટમને પ્રધાન બનાવ્યો. છોટમને જે ભાઈ જૂઠું બોલ્યો હતો તેને શિક્ષા કરવાની ધમકી આપી. પણ તેણે હાથ જોડીને માફી માંગી, તેથી જવા દીધો. રાજાએ માળીને તથા તેના બીજા દીકરાઓને સારાં વર્ષાસન બાંધી આપ્યાં.

—તે પછી સૌએ

**ખાધું,**

**પીધું,**

**ને**

**મઝા કરી !**

# તોફાની ટીપુડો



આ છબી જોઇ? કુતરાંઓ કેવી ગમ્મત કરે છે. હીરો બાઘડો ને ટીપુડો એ ત્રણ કુરકુરિયાંની ગમ્મત ભરેલી તોફાનમસ્તીઓની વાત વાંચવા તમે તોફાની ટીપુડો મંગાવો. કિંમત ૦–૬–૦ ટ. ખ. ૦–૧–૦.

(બાલોદ્યાનમાલા પુષ્પ: ૧૩મું.)

# બાળસાહિત્યનો ગાંડીવ ટંકાર

| | | |
|---|---|---|
| ૧ | ટોલ્સ્ટોયની ત્રણ વાતો | ૦-૫-૦ |
| ૨ | બકુલ | ૦-૬-૦ |
| ૩ | બીરબલનો બન્ધુ | ૦-૮-૦ |
| ૪ | મૂરખરાજ (ટોલ્સ્ટોય) | ૦-૮-૦ |
| ૫ | નીલમ | ૦-૬-૦ |
| ૬ | ભીષ્મ અને યુધિષ્ઠિર | ૦-૪-૦ |
| ૭ | બાળવિહાર (૧) | ૦-૧૨-૦ |
| ૮ | જય બજરંગ | ૦-૬-૦ |
| ૯ | વાઘોનું વન | ૦-૪-૦ |
| ૧૦ | જાદુઈ હાર | ૦-૪-૦ |
| ૧૧ | બરફીપુરી | ૦-૫-૦ |
| ૧૨ | સોનાકુમારી | ૦-૪-૦ |
| ૧૩ | નોફાની ટીપુડો | ૦-૬-૦ |
| ૧૪ | કનુંભાર | ૦-૩-૦ |
| ૧૫ | ધૂપસળી | ૦-૪-૦ |
| ૧૬ | બાળવિહાર (૨) | ૦-૬-૦ |
| ૧૭ | મોતીના દાણા | ૦-૫-૦ |
| ૧૮ | એક હતો કૂતરો— | ૦-૪-૦ |
| ૧૯ | કેરીનાં ભજીયાં | ૦-૩-૦ |
| ૨૦ | નવનીત | ૦-૩-૦ |
| ૨૧ | મેઘધનુષ | ૦-૪-૦ |

બાળકો ને બાળાઓમાં લ્હાણી માટે અનુપમ છે

રૂા. ૪) ડીપોઝિટ રાખનારને ચોપડીઓ પ્રગટ થાય તેમ તેમ પોસ્ટ ફ્રી મોકલવામાં આવે છે. યોજના મંગાવો.